# રાધનપુર સંસ્થાનની સામાન્ય

# ભૂગોળ.

સંશોધક અને પ્રકાશક,

ભાઈચંદ પુંજાભાઇ શાહ,

હેડમાસ્તર, તાલુકા સ્કુલ–સાદરા–મહીકાંઠા.

પ્રથમાવૃત્તિ. પ્રત. ૫૦૦.



સંવત ૧૯૭૪ સને ૧૯૧૮.

શ્રી " સત્યનારાયણ " પ્રિ. પ્રેસમાં પટેલ મોતીલાલ કાળીદાસે છાપી. ઠે૦ સીવીલ હોસ્પિટલ સામે પાનાભાઇની વાડીમાં——અમદાવાદ.

કીંમત. રૂા. ૦–૧–૬.

# પ્રસ્તાવના.

પાલણપુર એજન્સિમાં રાધનપુર સંસ્થાન ખાસ અગત્યનું પહેલા વર્ગનું રાજ્ય છે. તેથી ત્યાંની શાળાઓ, વિદ્યાર્થીઓ અને પ્રજાવર્ગ માટે સંસ્થાનની કે "**ઘરની ભૂગોળ**" એ જુદા પુસ્તકની અગત્ય વિચારી નવાં ધોરણોને અનુસરી મેં પાલણપુર એજન્સિની સામાન્ય ભૂગોળ માટે એકત્ર કરેલી ભિન્ન ભિન્ન વિગતો ઉપરથી જરૂરની હકીકત અને રમુજી વર્ણન આપી, શિષ્ય, શિક્ષક સૌને ઉપયોગી થઇ પડે, તે હેતુથી આ લઘુ પુસ્તકની સંકલના કરવામાં આવી છે.

આ પુસ્તક લખવામાં આધારભૂત હકીકતો મેળવી આપવા માટે, હસ્ત લિખિત પ્રત વાંચી સુધારી અને અનુભવી સલાહ આપવા માટે તથા પાલણપુર એજન્સિની ડીરેક્ટરીનો ઉપયોગ કરવા દેવા માટે ખાનસાહેબ ફરામરોજ સોરાબજી માસ્તર. બી. એ.; અન્ય મુરબ્બીઓ, તથા અનુભવી શિક્ષકો કે જેમણે મને મદદ આપી છે તેમનો હું અંતઃકરણ પૂર્વક આભારી છું.

મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે તેથી અપૂર્ણ રહેલી બાબત યા ભૂલો માટે ક્ષમા થશે. તેમજ હવે પછીની આવૃત્તિ માટે સુધારો વધારો સુચવી મને કૃતાર્થ કરશો એવી નમ્ર વિનંતિ છે.

અમદાવાદ,
મહાશિવરાત્રિ. ૧૯૭૪.

**ભાઇચંદ પુંજાદાસ શાહ.**
હેડમાસ્તર, તાલુકા સ્કુલ—સાદરા.
મહીકાંઠા.

# દિશાઓ.

દિશાઓ ચાર છે; પૂર્વ, **પશ્ચિમ**, ઉત્તર, દક્ષિણ.

જે બાજુએ સવારમાં સુરજ ઉગે છે, તે બાજુને ઉગમ**ણી** અથવા **પૂર્વ** દિશા કહે છે.

જે બાજુએ સાંજે સુરજ આથમે છે, તે બાજુને **આથમણી** અથવા **પશ્ચિમ દિશા** કહે છે.

પૂર્વ દિશા ભણી મોં કરી ઉભા રહીએ, તો ડાબા હાથ તરફ જે દિશા તેને **ઉત્તર દિશા** કહે છે અને જમણા હાથ તરફની દિશાને **દક્ષિણ દિશા** કહે છે.

## ખૂણાઓ.

**સુચનાઃ**—ખૂણા શિખવવા માટે કાળા પાટીઆ કે ભોંયપર મોટો ચોરસ કાઢવો, તે ચોરસની બાજુપર દિશા પ્રમાણે નામ લખવાં, પછી તેના સામ સામા ખૂણા સાંધીને છોકરાને વચમાં ઉભો રાખવો, પછી ખૂણાની સમજણ પાડવી. એ બાજુ વચ્ચે જે જે ખૂણા આવે તેનાં નામ બોલતાં અને લખતાં શિખવવાં.




ખૂણા ચાર છે. **વાયવ્ય**, **ઇશાન**, **નૈઋત્ય** અને **અગ્નિ**, ઉત્તર અને પશ્ચિમ દિશા વચ્ચેના ખૂણાને **વાયવ્ય** ખૂણો કહે છે. ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેના ખૂણાને **ઇશાન** ખૂણો કહે છે. પશ્ચિમ અને દક્ષિણ દિશા વચ્ચેના ખૂણાને **નૈઋત્ય** ખૂણો કહે છે. પૂર્વ અને દક્ષિણ વચ્ચેના ખૂણાને **અગ્નિ** ખૂણો કહે છે.

મુખ્ય ચાર દિશાઓ અને ચાર ખૂણાઓ મળીને **આઠ** દિશાઓ થાય છે. માથા ઉપરની દિશાને **આકાશ** અને પગ નીચેની દિશા તે **પાતાળદિશા** મળી દશ દિશાઓ થાય છે.

**સુચના:**—બની શકે ત્યાં નિશાળના ઓરડામાં જમીન ઉપર હોકાયંત્ર પેઠે ગોઠવીને પાસેની આકૃતિ જેવી આકૃતિ કેટલીક મુદ્દત ટકે એવી કાઢવી, જ્યારે દિશાઓની હકીકત કહેવી પડે, ત્યારે આ આકૃતિનો ઉપયોગ કરવો જેથી દિશાઓની સારી સમજણ પડશે.



**નકશાની દિશાઓ:**—નકશો બધા દેખી શકે તેમ સામી ભીંત કે લાકડાની ઘોડી ઉપર ટાંકવો. નકશાની ઉપરની બાજુને **ઉત્તર દિશા**, નીચેની બાજુને **દક્ષિણ દિશા**, જોનારના જમણા હાથ તરફની બાજુને **પૂર્વ દિશા** અને ડાબા હાથ તરફની બાજુને **પશ્ચિમ દિશા** કહે છે.

**સુચના:**—નકશાની અને કુદરતી દિશાઓ એકજ છે, તે બાળકોને સમજાવવા માટે નકશાને ભોંય ઉપર પાથરવો, અને ઓરડાની દિશા પ્રમાણે નકશાની દિશાઓ મેળવવી, પછી નકશો એમને એમ ઉપાડી ભીંત ઉપર લટકાવવો. જેથી કુદરતી દિશાઓ અને નકશાની દિશાઓ વચ્ચેનો ભેદ સમજાશે.

**હિંદુ મહીના.** { કારતગ, માગશર, પોષ, માહા, ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ, અસાડ શ્રાવણ, ભાદરવો, આસો,

**અંગ્રેજી મહીના.** { જાનેવારી ૩૧, ફેબ્રુઆરી ૨૮, માર્ચ ૩૧, એપ્રિલ ૩૦, મે, ૩૧, જુન ૩૦ જુલાઇ ૩૧, ઑગષ્ટ ૩૧, સપ્ટેંબર ૩૦, અકટોંબર ૩૧, નવેંબર ૩૦, ડીસેંબર ૩૧

# રાધનપુર સંસ્થાનની સામાન્ય

# ભૂગોળ.

આ સંસ્થાન "**રાધનપુર રાજ્ય**" એ નામે મશહુર છે તેને માટે એમ કહેવાય છે કે તે પ્રથમ વાઘેલા રજપૂતોનું હતું. પાછળથી ગુજરાતના મુસલમાન બાદશાહોના વખતમાં **ફતેહખાન** બલોચના કબજામાં જમીનદાર તરીકે હતું તે કુટુંબના **રાધનખાનના** નામ ઉપરથી **રાધનપુર** એ નામ પડયું છે, તેની આસપાસનો પ્રદેશ **વઢીઆર** નામે પ્રસિદ્ધ છે અને લોકો તેને એ નામે ઓળખે છે.

રાજયકર્ત્તા પ્રખ્યાત બાબી કુટુંબના પઠાણ મુસલમાન છે અને તે "**નવાબ**" કહેવાય છે અને તે દિલ્હીના મોગલ શહેનશાહ હુમાયુના વખતથી ગુજરાતના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે.

**સ્થાન અને ક્ષેત્રફળઃ**—વસ્તી અને વિસ્તારમાં આ સંસ્થાન પાલણપુર એજન્સિમાં બીજે નંબરે છે. તેનો આકાર સમચોરસ અને લંબાઇ પહોળાઈ ૩૫ મૈલ છે. તેનો વિસ્તાર ૧૧૫૦ ચો. મૈલ અને વસ્તી સને ૧૯૧૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે ૬૫,૫૬૭ માણસની છે. તેમાં વસ્તીવાળાં ૧૫૮ ગામ અને રાધનપુર એક શહેર છે, તેમાં એક હજાર અને તે ઉપરાંત વસ્તીવાળાં ૬ ગામો છે. વિસ્તારમાં એજન્સિ સાથે સરખાવતાં આ સંસ્થાન આશરે સાડાપાંચ ભાગ કરતાં કમતી અને પાલણપુર સંસ્થાનથી ડું ગણું છે.

**સીમાઃ**—ઉત્તરે ભાભર અને તેરવાડા; પૂર્વે તેરવાડા અને

ગાયકવાડ સરકારનો પાટણ મહાલ; દક્ષિણે વણોદ, દશાડા અને ઝીંઝુવાડા અને પશ્ચિમે કચ્છનું રણ અને વારાહી તાલુકો આવેલા છે.

**સંસ્થાનના વિભાગ:**—આ સંસ્થાનમાં ભાયાત અને ઇનામદારો* છે તે પણ સંસ્થાનમાં ગણાય છે. રાજ્યવહીવટ માટે વિભાગ કરેલા છે તેને **મહાલ** કહે છે. **૧ સમી, ૨ મુંજપુર, ૩ રાધનપુર, ૪ બલોધન,** અને **૫ વેડ,** (એ થોડા વખત ઉપર નવો વધાર્યો છે.) એ પાંચ મહાલ છે.

**દેશસ્વરૂપ:**—આ સંસ્થાનનો મુલક સપાટ અને ખુલ્લો છે. અને જમીન રેતાળ, કાળી અને ખારી છે. રણની જમીનમાં ખાર આવી જાય છે. તેથી તે તરફનો પ્રદેશ ઝાડ પાન વિનાનો ઉજ્જડ જેવો છે, રણને લીધે જમીન રેતાળ છે તેથી પણ તે જોઇએ તેવી રસાળ નથી. નદીઓના પાત્રની કે તેવી બીજી જમીન કે જે કાળી છે તે રસાળ છે. એકંદરે રણને લીધે કુદરતી લીલાથી રહીત ઉજ્જડ અને વેરાન જેવો ભાસે છે.

**ભાયાતો** (૩)—૧. સુબા **નાદેઅલીખાનજી** તેમના તાબાનાં કુંવારદ, ડેલાણા, ઢોલકડા, મેમણા, મુરતુજાનગર, નાગપુરા અને કરસનગઢ એ ૭ ગામો છે. ૨ સુબા **મરદાન અલીખાનજી** અને ૩ **જોરાવરખાનજી**ના તાબામાં તુવડ, કાડીવાવલ, કામલપુર, સીનાડ, કડીવાડા અને નાની ચંદુર એ ૭ ગામો છે.

**ઇનામદાર**—રાધનપુર સ્ટેટના માજી દીવાન હરીલાલ અમૃતલાલ ઠાકોર ને **રાજપુર** અને ઊંડાઇ એ બે ગામની જાગીર મર્હુમ નવાબ

---

* પેટા ભાગીદારો ૩ ભાયાતો અને ૧ ઇનામદાર.

જોરાવરખાનજી સાહેબે વંશપરંપરા બક્ષીસ આપેલી છે તેથી તેમના ચિરંજીવી પાલણપુરના એક આગેવાન સરદાર અને આ સંસ્થાનના રેવિન્યુ ઓફિસર ચંદુલાલ હરિલાલ ઠાકોર ભોગવે છે.

**તળાવો:**—આ સંસ્થાનમાં કુદરતી સરોવર કે તળાવ નથી. પણ બંધાવેલાં નાનાં મોટાં ઘણાં તળાવો દરેક ગામે છે. કેટલાંક સારાં બાંધેલાં છે તેમાં આખું વર્ષ ચાલે તેટલું પાણી રહે છે અને તે માણસો તથા ઢોરના પીવાના કામમાં આવે છે. તે સિવાય બીજા કામમાં આવતું નથી. કેટલાંક તળાવ ઉનાળામાં સુકાઇ જાય છે, ત્યારે તેમાં લોકો વીરડા ખોદી તેનું પાણી પીવાના કામમાં લે છે. આ સંસ્થાનના ગામડાંના લોકોને પીવાના પાણીનો આધાર તળાવ ઉપર છે. તળાવો સુકાઈ ગયા પછી પણ જમીનની સપાટી નજીક ખોદવાથી પાણી મીઠું (સારૂં) મળે છે. પણ જેમ ઊંડું ખોદીએ તેમ તેમ પાણી ખારૂં મળે છે.

૧ **રાધનપુરનું** તળાવ કે જેમાં પાણી લાવવા ઘણા ખર્ચે ૯ મૈલની સ્કોટકેનાલ–નહેર બાંધેલી છે. સિવાય કેટલાંક સારાં બાંધેલાં તળાવો પણ છે. તેમાં આખું વર્ષ ચાલે તેટલું પાણી રહે છે.

૨ **વાઘેલ:**—એ વાઘેલ રજપૂતોએ બંધાવેલું વાઘેલ ગામે છે અને તે ગુજરાતમાં સર્વથી સારૂં ગણાય છે તેનો વિસ્તાર ઘણો છે. આસપાસ ચઢઉતર માટે પગથીઆં બાંધેલાં છે. હજુ તે સારી હાલતમાં છે.

૩ **રાવળું**—એ લોલાડા પાસે તારાનગરના પાદરમાં છે.

**મુખ્ય નદીઓ:–અનાસ, સરસ્વતી** અને રૂપેણ એ ત્રણ છે.

(૧) **બનાસઃ**—ઉદેપુરના ડુંગરોમાં **ઢેબર** સરોવરમાંથી નીકળી પશ્ચિમ તરફ પાલણપુર સંસ્થાનના **ડીસા** અને **ડીસાકેમ્પ** આગળ વહી વારાહી તાલુકામાં **ગોખાંતર** નજીક અને **આગીચાણા** નજીક એ રીતે બે મુખે થઇ તે કચ્છના રણમાં પડે છે.

પાલણપુર સંસ્થાનની હદમાં સરોત્રીથી ઇશાન કોણમાંથી આવી આશરે ૧૨ મૈલ સુધી જંગલમાં ચાલી ૮ મૈલ સુધી તેના કાંઠા ખડકના છે. તેના બેણાં-વહેણમાં પણ ખડક છે. આબુ તરફ તે ૨૦૦ વાર, ડીસાથી આગળ ૭૦૦ વાર અને રાધનપુર આગળ ૪૦૦ વાર પહોળી છે. બનાસમાં રેલ આવે છે ત્યારે ઘણું પાણી આવે છે. રેલ ન હોય ત્યારે સઘળે ઠેકાણેથી ઉતરી શકાય છે. તેમાં ભરતી આવતી નથી કેમકે તે દરીઆને મળતી નથી પણ કચ્છના રણમાં પડે છે. એનું પાણી છીછરૂં હોવાથી તેમાં હોડીઓ ફરી શકતી નથી માત્ર બંધ બાંધી તેનું પાણી પીત કરવામાં લે છે. એનું પાણી મીઠું છે પરંતુ આગળ ખારી જમીનમાં વહેતાં રાધનપુર સંસ્થાન અને સાંતલપુર પરગણામાં તેનું પાણી ખારૂં છે.

પાલણપુર સંસ્થાનમાં ઉત્તર સરહદે એને **ગોમતી** અને **કોલેરી** એ બે ઘણી નાની નદીઓ મળે છે.

**સીપું** અને **બાળારામ** એ બે મોટી નદીઓ તેની મુખ્ય શાખા નદીઓ છે.

(૨) **સરસ્વતી-કુંવારકાઃ**—આ પવિત્ર નદી **આરાસુરના મેણાગર** ડુંગરમાંથી નીકળી **કોટેશ્વર** મહાદેવ પાસેથી નીકળે છે. તે **સિદ્ધપુર, પાટણ** થઇ **જોરાવરપુરા** અને **કથા-કુરધા** આગળ કચ્છના રણમાં ખાલી થાય છે.

ભડકમ



(૩) **રૂપેણ**:—આબુ પહાડમાં તારંગા નજીકના ડુંગરોમાંથી **કોટેશ્વર** આગળ નીકળી **ફતેપુર** અને ટુવડ આગળ વહી કાઠિઆવાડમાં **વણોદ, દસાડા** અને **ઝીંઝુવાડાની** હદમાં જાય છે.

**નહેર**:—બનાસ નદીમાંથી રાધનપુરના તળાવ સુધી નવ મૈલની નહેર ઘણા ખર્ચે ખોદાવવામાં આવેલી છે તેને **સ્કોટકેનાલ** કહે છે.

**આબોહવા** ( આબ—પાણી+હવા—હવા=હવા પાણી ):—હરેક સ્થળ દરીઆની સપાટીથી કેટલી ઊંચાઇએ, દરીઆથી કેટલું દુર અને ડુંગરી કે સપાટ પ્રદેશમાં આવેલું છે વગેરે ઉપર આબોહવાનો આધાર છે.

ડીસેમ્બર, જાનેવારી, ફેબ્રુઆરી અને માર્ચ મહીના ઘણે ભાગે આનંદદાયક હોય છે. જાનેવારીમાં સરારાશ ગરમી ૬૫ અંશ જેટલી અને શિઆળામાં કમીમાં કમી ૪૨ અંશ સુધી પારો નીચે ઉતરે છે. શિઆળામાં રણને લીધે ઠંડી વિશેષ પડે છે. કોઇ કોઇવાર અતિશય ટાઢથી **હીમ** પડે છે તેથી ખેતરોમાં છોડ તદ્દન બળી જઇ બહુ નુકશાન થાય છે.

એપ્રિલથી જુલાઇ સુધીમાં આ સંસ્થાન રણની પાસે આવેલું હોવાથી ગરમી ઘણી સખ્ત પડે છે કેમકે તે પ્રદેશ રેતાળ હોવાથી ઝટ તપી જાય છે. અને ગરમીનું પ્રમાણ વધીને ૧૦૦ થી ૧૧૫ અંશ સુધી જાય છે. વરસાદ ઘણું કરીને જુલાઇ અગષ્ટ અને સપ્ટેંબરમાં પડે છે. પણ તે થોડો પડે છે પાલણપુર કરતાં પણ આસપાસ રણના પ્રદેશને લીધે અને કમી એટલે ૧૪ ઇંચ સુધી વરસાદ પડે છે. વરસાદ થાય તો અગષ્ટ, અને સપ્ટેંબર ખુશનુમા લાગે છે પણ જો એકાદ વરસાદની કસર રહે છે તો લોકોને ઘણી હેરાનગતિ ભોગવવી

પડે છે. દૈવયોગે કદાચ વરસાદ ન થાય, તો તરત દુકાળ શરૂ થાય તેવી સ્થિતિ અહીંના લોકોની થઇ પડે. પ્રદેશ બીલકુલ સપાટ છે તેથી ચોમાસામાં બનાસ નદીનું પાણી આ સંસ્થાનના દક્ષિણ ભાગમાં સેંકડો વીઘાં જમીનપર ફેલાઇ જાય છે તેના ભેજથી **ચાસુવા** (વગર પાણી પાએ) ઘઉંની પેદાશ સારી થાય છે; પણ એ ભેજથી ડાંસ અને બીજા ઘણા પીડાકારક ઉપદ્રવો થાય છે. ચોમાસાના છેલ્લા ભાગમાં એટલે અકટોબર નવેંબરમાં અહીંની હવા **મેલેરીઆ** રહે છે.

**પવનનાં તોફાનઃ**—આ સંસ્થાનમાં દર વર્ષે મહા માસથી ચોમાસા સુધી નૈઋર્ત્ય કોણમાંથી પવનનાં તોફાન હંમેશાં થયાં કરે છે. આ પ્રદેશના ઘણા ભાગમાં શિઆળુ તથા ઉનાળુ પાક પકવાતો નહિ હોવાથી, તેમ ઝાડ નથી તેથી આખો દિવસ અને રાત આવાં તોફાનોને લીધે ધૂળ ઉડયાંજ કરે છે. જેમ જેમ ચોમાસું નજીક આવતું જાય છે તેમ તેમ આવાં તોફાનો એવાં તો જોસમાં ચાલે છે, કે કોઇ વખત તો પાસે ઉભેલા માણસને પણ જોઇ શકાતું નથી: ઘરમાં તથા બીજે ધૂળ ધૂળ થઇ રહે છે. ધૂળ ઉડવાથી રસ્તાઓમાં ઘણેક ઠેકાણે ટેકરા થઇ જાય છે અને કેટલાંક ખેતરોમાં રેતીનાં પડ પથરાય છે. સને ૧૮૯૨ માં એપ્રિલની પહેલી તારીખે પવનનું બહુજ ભારે તોફાન થયું હતું. આવું તોફાન ૧૨૫ વર્ષ સુધીમાં કદી થએલું જાણવામાં નથી. તેનો વેગ કલાકના ૧૫૦ મૈલથી પણ વિશેષ હશે એમ ધારવામાં છે. આ તોફાન ૧૦ કલાક રહ્યું હતું તેટલામાં તો તેથી સેંકડો ઝાડ ઉથલી પડયાં હતાં, અને પ્રાણી મરી ગયાં હતાં અને દરેક જાતની વનસ્પતિનાં પાન બળી ગયાં હતાં.

**પેદાશઃ**—આ સંસ્થાનમાં વરસાદ ઓછો, જમીન રેતાળ,

મુલક વેરાન જેવો હોવાથી ચોમાસુ પાક સિવાય બીજા પાકો થતા નથી. મુખ્ય ધંધો ખેતી છે. આ સંસ્થાનમાં અડધી જમીન ખેડવા લાયક છે તેમાં માત્ર ત્રીજા ભાગની જમીન માત્ર ખેડાય છે. અને બે ભાગની પડતર રહે છે. જમીનનું મહેસુલ કેટલેક સ્થળે વિઘોટી, ભાગ બટાઇ, ખલવાડ કે મોખળ કે રોકડ નાણામાં વસુલ લેવાય છે. રણ તરફની જમીનમાં ખાર આવી જાય છે તેથી તે ખેતી માટે નકામી થાય છે. આ રાજ્યમાં રેતાળ, કાળી અને ખારી એ ત્રણ પ્રકારની જમીન છે. એમાંથી સઘળાં સામાન્ય અનાજ તેમાં વિશેષે કરીને ધઊં, ચણા પુષ્કળ થાય છે. રૂ પણ પુષ્કળ નીપજે છે તેથી **સમી, મુંજપુર** અને **લોલાડામાં** જીનીંગ ફેકટરીઓ થઇ છે. " **કાઠા** " અથવા સખ્ત ધઊં પાણીથી ઉગાડવામાં આવે છે. " **વાજીઆ** " અથવા " **વડીઆ** " કે પોચા ધઊં પીતથી થાય છે. રાધનપુર મહાલનાંજ ગામોમાં પીતથી ધઊં થાય છે. પાણી દસથી ૩૦ ફુંટ ઊંડાં હોય છે. પણ જે જમીન સપાટી નજીક હોય છે તેજ પાણી મીઠું હોય છે. સામાન્ય પાકઃ—ધઊં, ચણા, બાજરી, જુવાર, મગ, મઠ, ચોળા, જવ, ચીણો, બંટી, કુરી અને છાસટીઓ છે. એકંદરે આ જમીન રસાળ નહિ હોવાથી તેમાં બીજો જાણવા લાયક પાક થતો નથી.

**ખનિજ-પત્થરઃ**—આ સંસ્થાનના વાછડા બેટ કે જે રણમાં આવેલું છે, ત્યાં થાય છે પણ તે નરમ હોવાથી બાંધકામમાં આવતા નથી.

**સોનુંઃ**—રાધનપુર નજીક ફતેગઢની જમીનમાં સોનાની ખાણ મળી આવે તેવું તપાસમાં જણાયું છે.

**સુરોખારઃ**—એ **રાધનપુર, સમી, મુંજપુર** અને **નાણકાના**

કેટલાક ભાગમાં થાય છે અને સમીમાં સુરોખાર બનાવવાનું કારખાનું છે.

**મીઠું**:—આ સંસ્થાનની કેટલીક જમીન ખારી હોવાથી કુદરતી રીતે ઘસીયું મીઠું પાકે છે. અનવરપુર આગળ મીઠાના અગરો છે તે હાલમાં બંધ કરવામાં આવ્યા છે.

તેના વળતર બદલ દર વરસે અંગ્રેજ સરકાર આ સંસ્થાનને રૂ. ૧૧,૦૪૮ રોકડ અને ૩૫૦ાા મણ બંગાળી એટલે ૭૦૧ મણ મીઠું આપે છે. તેમજ આ સંસ્થાનમાં જ્યાં જ્યાં મીઠાની લાઈનદોરી જાય છે તે ગામોના લોકોને પણ સરકાર ઘસીયું મીઠું તેમને ખપ પુરતું મફત વહેંચી આપે છે અને વધારાનું ઘસીયું મીઠું કસ્ટમખાતા તરફથી બાળી મૂકી તેનો નાશ કરવામાં આવે છે.

**જંગલની પેદાશ**:—આ પ્રદેશ ખુલ્લો સપાટ હોવાથી તેમાં થોડાં ઝાડો છે પણ ડુંગરો નથી તેથી જંગલો નથી પરંતુ જમીન ખેડાણુ વગર પડતર ઘણી રહે છે તેથી જંગલની પેદાશમાં માત્ર ઘાસ–કડબ અને ઝીંઝવો થાય છે. અને તે જાનવરોને ખવડાવવામાં ખપ લાગે છે.

**આયાત નિકાસ**:—આ સંસ્થાનમાંથી ઘઊં, ચણા, રૂ અને કઠોળ ખપ કરતાં વધુ થાય છે તે તથા સુરોખાર બહારગામ જાય છે.

ખાંડ, ગોળ, કરિઆણું, તમાકુ, વિલાયતી તથા દેશી રેશમી, સુતરાઉ અને ગરમ કાપડ, ત્રાંબા પિત્તળનાં વાસણો, લોખંડ, અને તેનો સામાન, કાચ, અને તેનો સામાન, રોગાન, દીવાસળી, કાગળ, રમકડાં વગેરે માલ બહાર ગામથી આયાત થાય છે.

**જાનવરોઃ**—સપાટ પ્રદેશ અને જંગલો નથી તેથી જંગલી જાનવરોને રહેવાનું સ્થળ નથી તેથી તે ક્વચિતજ જોવામા આવે છે. પણ ગ્રામ્ય પશુઓ લોકોના ઉપયોગ માટેનાં ગાય, બળદ, ભેંસ, ઊંટ, ગધેડાં, ઘોડાં, મેઢાં, બકરાં વગેરે છે.

**વસ્તીઃ**—સંસ્થાનનો ઘણો ખરો પ્રદેશ ઉજ્જડ, વેરાન અને પાણીની તંગીવાળો તેમજ રણુને લગતો રેતાળ અને ખારી જમીન વાળો છે વળી ખેડવા લાયક જમીન અડધી છે તેમાં પણુ ત્રીજા ભાગ જેટલીજ જમીનનું ખેડાણુ થાય છે તેથી વસ્તી ઓછી છે.

આ સંસ્થાનની વરતી હાલમાં ૬૫,૫,૫૭ માણુસની છે. છપનીઓ દુકાળ પડવાથી તેમાં ઘટાડો થયો હતો.

| મહાલ | વસ્તીવાળાંગામ. | વસ્તીસને૧૯૦૧ |
|---|---|---|
| ૧ રાધનપુર મહાલ. | ૫૯ | ૨૦,૧૯૯ |
| રાધનપુર શહેર. | ૧ | ૧૧,૮૭૯ |
| ૨ સમી | ૪૨ | ૧૨,૦૧૨ |
| ૩ મુંજપુર વેડ મહાલ સાથે. | ૪૧ | ૧૩,૯૬૮ |
| ૪ બલોધણુ. | ૧૬ | ૩,૫૦૭ |

સને ૧૯૦૧ માં ૬૨,૫૪૮ માણુસની વસ્તી હતી. છેલ્લાં દસ વર્ષમાં માત્ર સાડા ૭ ટકા વધારો થયો છે. હાલની વસ્તીમાં મુખ્યત્વે રજપૂત, વાણીયા, બ્રાહ્મણુ, કોળી, અને કણુબી છે તેમાં ૫૩,૬૦૮ હિંદુ, ૩૦૯૮ જૈન, ૮,૩૨૦ મુસલમાન, ૬ ખ્રિસ્તી, ૮ પારસી અને ૫૨૭ એની મીસ્ટીક—ધર્મ એટલે શું તે નહિ સમજનારા ડુંગરી ભીલની છે.

૬૨ ચો. મૈલે સરાસરી વસ્તીનું પ્રમાણુ ૫૭ માણુસનું છે. પાલણુપુર સંસ્થાનમાં ૧૨૮ અને પાલણુપુર એજન્સિ સાથે આ સંસ્થાન ભેળીતાં ૮૦૬ માણુસનું આવે છે. એકંદરે અહીં વસ્તીનું પ્રમાણુ ઘણુંજ ઓછું છે.

## વ્યવહારનાં સાધનો.

૧ **વેપારઃ**—આ સંસ્થાનનો **રાધનપુર** સાથેનો વેપાર પાટણુ, હારીજ મારફતે અને **સમી**નો વેપાર વીરમગામ અને માંડળ સાથે સારી રીતે ચાલુ છે. સમીના વેપારી પહેલાં ધોલેરા બંદર સાથે સારો વેપાર કરતા હતા. પહેલાં રસ્તા સહીસલામત નહિ હોવાથી લૂંટારાથી દેશને ઉપદ્રવ થતો હતો, હાલમાં સરકારના ઉત્તમ બંદોબસ્તને લીધે તેમજ રાહદારી દાણુ * લેવાતાં બંધ થવાથી તેમજ સંસ્થાનની સરહદ નજીકમાં રેલવે લાઇનો થઇ છે. તેથી વેપાર અને વ્યવહારનાં સાધનો માટે અનુકુળતા થતી જાય છે.

૨ **રસ્તાઃ**—ચોમાસું પૂરૂં થયા પછી ધોરી અને ગાડાં રસ્તા દુરસ્ત કરવામાં આવે છે. એક ગામથી બીજે ગામ જવાના આવા સાધારણુ આડા અવળા રસ્તા બધે છે. આવી કાચી સડકો × ઉપર ગાડાં, ઊંટ, ગધેડાં મારફતે માલની આવ જા થાય છે પાકી સડકો આ સંસ્થાનમાં મુદ્દલ નથી.

---

* ૧ રાધનપુરથી સમી સુધી; ૨ રાધનપુરથી ઢીઓદર સુધી. ૩ રાધનપુરથી ધમાણા સુધી.

× મહારાણી શ્રી વિકટોરિઆના જ્યુબિલિ પ્રસંગે રાહદારી દાણુ (કે જેથી આશરે એક લાખ રૂપિઆની ઉપજ થતી હતી તે) લેવાનું બંધ કર્યું છે.

૩ **રેલવે:**—આ સંસ્થાનની હદમાં રેલવે થઇ નથી. છપનીઆ દુકાળમાં રેલવે માટે જમીન પુરણીનું કામ કરવામાં આવેલું પણ હવે રેલવે થવાની નથી. સંસ્થાનની નજીકમાં **પાટણ, ચાણસમા,** **હારીજ** તરફ રેલવેના ફાંટા આવેલા છે તેથી તે તરફના નજીકના લોકોને વ્યવહાર માટે અનુકુળતા થતી જાય છે.

૪ **પોષ્ટ અને તાર ઓફિસો:**—રાધનપુરમાં સબ પોષ્ટ ઓફિસ સાથે તાર ઓફિસ છે. તે મારફતે તારના સંદેશા મોકલી શકાય છે. તારનું દોરડું આડીસર, કાકરેજીમાં ખેમાણા, પાદરડી, સાંતલપુર થઈ કચ્છ તરફ જાય છે.

**સમી, મુંજપુર, ચંડેર મોટી** અને **લોલાડામાં** બ્રાન્ચ પોષ્ટ ઓફિસો ખોલી છે. તેથી પણ લોકોને પત્ર વ્યવહાર માટે સરળતા થઇ છે.

૫ **નાણું:**—આ સંસ્થાનમાં **જોરાવર શાહી** નાણાનું ચલણ હતું તે સને ૧૯૦૦ માં બદલીને બ્રિટિશ કલદાર—મુંબાઇગરા રૂપિઆનું ચલણ દાખલ કર્યું છે.

**ઇતિહાસ:**—**રાધનપુર સંસ્થાનના** નવાબ સાહેબ પ્રખ્યાત **"બાબી"** ઓલાદના મુસલમાન છે. તેમના મૂળ પુરૂષ દિલ્હીના હુમાયું પાદશાહ સાથે હિંદમાં આવેલા હતા. શાહજહાં પાદશાહે શેરખાન બાબીને ચુંવાળના વહીવટદાર નીમ્યા હતા તેમના વંશમાં મહંમદશેર થયા, તેમણે મરેઠા સાથે લડવામાં તથા બંડ સમાવવામાં ઘણી બહાદુરી બતાવવાથી તેમને **ખાનજહાન જવાનમર્દિખાનનો** ઇલ્કાબ મળ્યો હતો તેમને ઇ. સ. ૧૭૧૬ માં **રાધનપુર** મળ્યું. તેમના પછી તેમના પુત્ર કમાલુદ્દીને મરાઠા સાથે સલાહ કરવાથી

રાધનપુર, સમી, મુંજપર, પાટણુ, વડનગર, વીશનગર અને વિજાપુર પરગણાં કાઢી આપ્યાં તે લઇને તેમણે રાધનપુરમાં રાજધાની કરી. મરેઠાને પાછળથી શક આવવાથી રાધનપુર, સમી, મુંજપુર સિવાનાં પરગણાં લઇ લીધાં. તેમના પછી કેટલીક પેઢીએ શેરખાનજી થયા. તેમને ઇ. સ. ૧૮૧૩ માં અંગ્રેજ સરકાર સાથે પહેલવહેલો સંબંધ થયો, તેમાં નવાબ સાહેબે હુલડ ન કરવું અને ગાયકવાડ સરકારે નવાબ સાહેબનું રક્ષણ કરવું એવો ઠરાવ થયો, ઇ. સ. ૧૮૨૦ માં સિંધી લૂંટારા આવ્યા, તેમનાથી બચાવવાને અંગ્રેજ સરકારે નવાબ સાહેબને મદદ કરી.

ઇ. સ. ૧૮૧૮ માં ગુજરાતમાંથી પેશ્વાનો ભાગ ઇંગ્રેજ સરકારને મળ્યો, તેથી સરકારને નવો મળેલો મુલક મહીકાંઠા અને પાલણપુરના મેવાસી મુલકની લગોલગ આવ્યો, તે કારણથી સુલેહ જાળવવા અને મુલકના બંદોબસ્ત માટે અંગ્રેજ સરકાર અને ગાયકવાડ સરકારને તા. ૩ એપ્રિલ ૧૮૨૦ ના રોજ કરાર થયો. તેથી અંગ્રેજ સરકારે વગર ખર્ચે ખંડણી વસુલ કરી આપવાનું માથે લીધું અને ગાયકવાડ સરકારે દરમ્યાન નહિ થવા કબુલ્યું.

ઇ. સ. ૧૪૧૨ માં અમદાવાદમાં મુસલમાન પાદશાહનું ઉપરીપણું જામ્યું. એચરાથી ઇશાન કોણુમાં સોલંકી સાથે લડાઇ કરી તેમને હરાવ્યા અને નસાડયા. તે પૈકી કેટલાકે લૂંટફાટ કરવા માંડી તે વખતે કેટલાક સરદારોએ પાદશાહની નોકરી કે મદદ કરવાના બદલામાં જમીનના પટા મેળવ્યા. કેટલાકોએ કોળીની કન્યા પરણવાથી રજપૂતી જાત ખોઇ, પાદશાહે તેમને કેટલાંક ગામો બક્ષીસ આપ્યાં. તે પાલવી ઠાકોરો કહેવાય છે. સિહોરી, ઉણુ, ભુકોલી, વડા વગેરે તેમાંથી ઉતરી આવેલા છે.

ઘણા ભાગે દેશમાં તે વખતે ચોરી, લૂંટફાટ, ધાડ પાડવી, વગેરે તોફાન ઘણાં થતાં હતાં, તે ડીસા કેન્ટોન્મેન્ટ અને પાલણપુર એજન્સિની સ્થાપના થવાથી હવે બંધ પડયાં છે. તેથી જાગીરદ્હારો પોતાની જાગીરો સંભાળી રહ્યા છે. અને તોફાની લોકો સરકારના સખ્ત દાબને લીધે શાંત પડી ખેતી વગેરે ઉદ્યમે વળગ્યા છે.

આ સંસ્થાન બ્રિટિશ સરકારને વફાદારી માટે પ્રસિદ્ધ છે. રાજ્યકર્ત્તા મૂળથીજ નવાબ છે તેમને ૧૧ તોપની સલામતીનું માન આપવાનું સરકારે બક્ષેલુ છે.

**ઉપજખર્ચ:**—આ સંસ્થાનની ઉપજ સારા વર્ષે ૬ લાખ રૂા. અને નઠારા વર્ષે બે લાખ રૂા. ની થાય છે. તેમજ બીજી જકાતની ઉપજ આવે છે. એકંદરે રાજ્યની સરાસરી કુલ ઉપજ આશરે આઠલાખ રૂપિઆની થાય છે.

આ રાજ્ય કોઇને ખંડણી આપતું નથી પણ આ સંસ્થાનને પાલણપુર એજન્સિનાં કેટલાંક ગામડાં રૂ. ૧૭૯।।। સિકકાઇ અને કાઠિઆવાડનાં **વનોડ, દસાડા** અને **ઝીંઝુવાડા**નાં કેટલાંક ગામો રૂા. ૧૫૩૬–૫–૪ કલદાર જમા આપે છે.

**રાજ્યપદ્ધતિઃ**—સંસ્થાનની કુલ રાજ્યવ્યવસ્થા નવાબ સાહેબ હસ્તક છે તેમને પહેલા વર્ગના રાજા તરીકેના દિવાની અને ફોજદારી કુલ અખત્યારો છે. (ફક્ત બ્રિટિશ રૈયતના ખુનના ગુન્હાનો ઇનસાફ પોલિટિકલ એજન્ટની પરવાનગી વગર થઇ શકે નહિ.) તેથી સર્વ પ્રકારનો સંસ્થાનનો રાજ્ય વહીવટ પોતે દીવાનની મદદથી ચલાવે છે.

રાજ્યવહીવટ માટે સંસ્થાનના હાલમાં ૫ **મહાલ** ઠરાવ્યા

છે. મહાલના વિભાગો **તેહસીલો** કહેવાય છે. દરેક મહાલનો વહીવટ કરવાને **મહાલકરી**, જ્યુડીશીઅલ (ફોજદારી) અને દીવાની કામ માટે એકેક **મુનસફની** કોર્ટ અને પરગણામાં તહેસીલદારો ( તલાટીઓ ) કાળજી પૂર્વક કામ કરે છે કે નહિ, તેની તજવીજ માટે **તજવીજદાર** ઠરાવેલ છે.

**મહાલકરી** જમીન મહેસુલનું કામ કરે છે અને **જકાતી ઈન્સ્પેકટરો** જકાતખાતાનું કામ કરે છે. મહાલની **તહેસીલો** ઠરાવેલી છે. તહસીલોનું કામ **તહેસીલદારો** (તલાટીઓ) કરે છે અને તે **મહાલકરીની સીધી દેખરેખ તળે છે. રેવન્યુ આસીસ્ટંટ** એ બધા ખાતાનો ઉપરી છે. અને તેને પહેલા વર્ગના માજિસ્ટ્રેટનો અધિકાર છે. મહાલકરીની કોર્ટો પોતાની હદમાં ત્રીજા વર્ગના માજિસ્ટ્રેટની સત્તા ભોગવે છે. મુનસફકોર્ટો શેસન જજ (સર ન્યાયાધીશ ) ના તાબામાં છે.

૧ હજુર કોર્ટ. ૨ સરન્યાયાધીશની કોર્ટ. ૩ રાધનપુર ન્યાયાધીશની કોર્ટ. ૪ સમી મુંજપુર ન્યાયાધીશની કોર્ટ. ૫ બલોધણ થાણદારની કોર્ટ. ૬ રેવિન્યુ આસિસ્ટંટની કોર્ટ. ૭ રાધનપુર બલોધણ મહાલકરીની કોર્ટ.

મહાલકરીની કોર્ટો ત્રીજા વર્ગના માજિસ્ટ્રેટની સત્તા ભોગવે છે.

૮ મ્યુનિસિપાલિટિ ઓફિસ છે.

**લશ્કરઃ**—રાધનપુર અંગરક્ષિક સૈન્યમાં એક રીસાલદાર, બે

---

* વિશેષ હકીકત હિંદ રાજસ્થાન, પાલણપુર ડીરેકટરી ટૅાડરાજસ્થાન કે બીજાં પુસ્તકોમાંથી શિક્ષકે મેળવી લેવી. અહીં માત્ર સંક્ષિપ્ત વર્ણન આપ્યું છે

દફેદારો, અને ૨૪ સ્વારો છે. સ્વારોને હથિયારમાં ભાલા અને અમલદારોને તરવાર છે. બ્રિટિશ કેવેલરીમાં રહેલો દફેદાર સ્વારોને રીતસર કવાયત શીખવે છે. તેઓ નવાબ સાહેબના કુટુંબનાં અંને કોઇ અમલદાર રાધનપુરની મુલાકાતે આવે ત્યારે તેમનાં રક્ષણમાટેની નોકરી બજાવે છે. આ બોડીગાર્ડનો વાર્ષિક ખર્ચ દસથી ચૌદ હજાર રૂપિઆ સુધીનો છે.

રાધનપુરની પલટણમાં બેન્ડ સાથે ૧૦૦ માણસો છે. બ્રિટિશ સરકારની ફોજમાં નોન કમીશન્ડ ઓફિસર હોય, તેવો અમલદાર, તેમને રીતસર કવાયદ શીખવે છે. હથિઆરમાં તેમને મોઢા આગળથી એનરીલ્ડ જાતની બંદુકો આપેલી છે. તેમને મુખ્ય કરી જેલ, તીજોરી અને દારૂખાના ઉપર પહેરા ઉપર અને કોઇ માંગલિક પ્રસંગે કામે લગાડવામાં આવે છે. આ પલટણનો ખર્ચ દરવર્ષે રૂા. ૧૨,૦૦૦ નો છે. સ્વારો અને પલટણ બન્ને રાધનપુર શહેરમાં રહે છે અને ભરતી ત્યાંની વસ્તીમાંથી કરવામાં આવે છે.

**પોલિસ:**—સંસ્થાનના દરેક મહાલો, તેહસીલોમાં રૈયતના જાનમાલના સંરક્ષણ માટે પોલિસ ફોજ રાખેલી છે. મુખ્યત્વે સ્થાનિક વસ્તીમાંથી આ પોલિસ ફોજની ભરતી કરી છે. તેમાં હેડ—કોન્સ્ટેબલથી ઉતરતા ૧૪૭ પાયદળ (તેમાં ૨૩ બંદુકો ને સંગીનવાળા અને ૧૨૪ ડંડાવાળા), ૫૪ સ્વારો (૧૭) ડ્રેશી અને ૩૭ બીન ડ્રેશી તરવાર વાળા ) અને ૧૪ સાંઢણી સ્વારો (હથિઆર વિનાના) છે. પોલિસ ફોજમાં ૨૨૫ માણસો છે તેનો ખર્ચ રૂા. ૪૮,૦૦૦ નો છે. વસ્તી અને ક્ષેત્રફળ સાથે સરખાવતાં ૧૧૪ માણસો અને ૨.૧૧ ચો. મૈલે એક પોલિસનું આવે છે. પોલિસ ફોજનાં થાણાં ઠરાવેલાં છે

ત્યાં હેડ કોન્સ્ટેબલો રહે છે. અને તે ગુન્હા થતા પકડીને ગુન્હેગારોને સજાએ પહોંચાડે છે.

**વિલેજપોલિસ**માં ૪૩૫ માણસો છે તેમાં ૨૯૯ ને રોકડ પગાર મળે છે અને બાકીનાને ચાકરીઆ જમીન આપવામાં આવી છે. તેઓને ગામડાંની અને ખળાંની ચોકી કરવાની તે ઉપરાંત મહાલના મુખ્ય સ્થળે તીજોરી અને કાગળો પહોંચાડવા વગેરે ઘણાં કામો કરવાનાં હોય છે.

**કેળવણી:—**આ સંસ્થાનમાં કેળવણી મફત આપવામાં આવે છે. ઈંગ્રેજી શીખવવા માટે રાધનપુરમાં **હાઇસ્કુલ** સ્થાપી છે તેમાં ૧૫૦ વિદ્યાર્થીઓ કેળવણી લેછે.

પ્રાથમિક ગુજરાતી કેળવણી આપવા માટે કુલ ૨૭ છોકરાઓની અને **રાધનપુર** અને **સમી**માં ૨ કન્યાશાળાઓ અને ૧ ઉર્દુ સ્કુલ સ્થાપી છે. તેમાં ૧૦૦૦ વિદ્યાર્થીઓ અને ૧૫૦ બાળાઓ કેળવણી લે છે. આ ઉપરાંત શેઠ. મોતીલાલ મુળજી તરફથી છોકરા તથા છોકરીઓ માટે મળી બે જૈનશાળાઓ ચાલે છે. તે સિવાય બીજી ૧૦ ખાનગી શાળાઓ છે તેમાં ૨૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓ છે.

સંસ્થાનની સ્કુલોનો વહીવટ રાજ્યના એજ્યુકેશનલ સુપ્રીન્ટેન્ડેન્ટ તરીકે હાઇસ્કુલના હેડમાસ્તર મારફતે રાજ્ય ચલાવે છે.

**લાઈબ્રેરી:—**રાધનપુરમાં "**બીસ્મીલ્લાખાન બહાદુર**" એ નામનું ઉત્તમ પુસ્તકાલય રાજ્ય ખર્ચે ચાલે છે તેમાં ઉત્તમ સરસામાન, તેમજ ઘણાં ઉત્તમ પુસ્તકો અને ચોપાનીઆંનો સંગ્રહ

છે. **સમીમાં કોગહીલ** પુસ્તકાલય છે જેનો ખર્ચ ખાનગી ઉપ-રાણાથી થાય છે.

**વૈદ્યકખાતું**:—રાધનપુરમાં રાજ્ય ખર્ચે ચાલતી "**સુલતાના જહાન** (જહાં) અને ડાયમંડ જ્યુબિલિ **ફિમેલ** એ હોસ્પિટલો તેમજ **સમી, મુંજપુર, કુંવર, બલોચણ** અને એક ફરતી એ પાંચ ડીસ્પેન્સરીઓ (દવાખાનાં) છે. રાધનપુરના એક સદ્ગૃહસ્થ શેઠ મોતીલાલ મુળજીભાઇના ખર્ચે રાધનપુર શહેરમાં એક હોસ્પિટલ પણ ચાલે છે.

**શીતળાખાતું**:—શીળી ટાંકવા બે શીતળા ડોકટરો—વેકસીનેટરો રાખેલા છે, તેઓ સંસ્થાનના મેડીકલ ઓફિસરની દેખરેખ નીચે શીળી ટાંકવાનું કામ કરે છે.

**મ્યુનિસિપાલિટિ**:—રાધનપુર શહેરમાં રાજ્ય ખર્ચે **શહેર સુધરાઈ** ખાતું ચાલે છે તે શહેર સુધારાનું સઘળું કામકાજ કરે છે.



# જાણવા લાયક સ્થળો.

**રાધનપુર** ( ૧૧, ૫૬૭ ):—એ સંસ્થાનની રાજગાદીનું શહેર ફતેહખાન બલોચ જમીનદારના કુટુંબમાં **રાધનખાન** થયા તેમના નામ ઉપરથી પડયું છે. એને ફરતો પત્થર તથા ઈંટથી બાંધેલો ૨૦ થી ૨૫ ફુટ ઉંચો કોટ છે. તેમાં બારાં મૂકેલાં છે. તેના દરેક ખુણામાં બુરજો છે. તેને આઠ દરવાજા છે. તેની બન્ને બાજુએ બુરજો છે. અને મોખરામાં બહાર કોટ છે તેની એક બાજુ તળાવ ઉપર છે. શહેરમાં રાજગઢીમાં સુંદર અને વિશાળ મહેલો ( હવા, દીલખુશ, પોલન, ફોગહીલ, વગેરે ) સુંદર બાગો અને તેમાંના સુશોભિત ભપકાદાર બંગલા, ફુવારો, શેઠ કમળશીનું વિશાળ જૈન દેરાસર, તાલુકાસ્કુલ, કન્યાશાળા, પોષ્ટ અને તારઓફિસ, છાપખાનું, શહેર બહાર રેવિન્યુ ઓફિસર ચંદુલાલ હરિલાલ ઠાકોરે બંધાવેલ જોરાવર ટેન્ક, અને ગાર્ડન ( બગીચો ), "**હીઝ રોયલ હાઇનેસ પ્રિન્સ ઓફ વેલ્સ રેસ્ટ હાઉસ**" અનાથાશ્રમ, ( જ્યાં ગરીબોને સદાવ્રત અપાય છે ), લાલબાગ અને તેમાંનો સુંદર મહેલ, બંગલા, કોર્ટો, ઓફિસો હાઇસ્કુલ, હોસ્પિટલ, જ્યુબિલિ ફિમેલ હોસ્પિટલ, બગીચા, લાઇબ્રેરી વગેરે સ્થળો ખાસ જોવા લાયક છે. શહેર બહારના ફતેસર બાગથી મીરાં દરવાજા સુધી સડક બાંધેલી છે. ફતેસર તળાવ વચ્ચે સુંદર બંગલો તથા બગીચો છે. એકંદરે આ શહેરમાં ઘણાં સુંદર મકાનો અને બગીચા છે. મ્યુનિસિપાલિટિ છે, તે શહેર સુધારાનું કામ કરે છે. અહીંઆં જૈનોનાં ૮૦ ઉપરાંત દેરાસરો અને ગોવર્ધનલાલજીનું વૈષ્ણવ મંદિર એ જોવા લાયક છે, અહીં શ્રાવણના ત્રીજા રવિવારે પદ્માવતીનો મેળો ભરાય છે. રાધનપુરમાં પિત્તળનાં વાસણો

ઠીક થાય છે. તે કચ્છના રણુ લગતું હોવાથી અને આસપાસની જમીન જોઇએ તેવી રસાળ નહિ, તેથી હુન્નર, કારીગરીના ઉદ્યોગો ચાલતા નથી. તેથી વસ્તીમાં વધારો થતો નથી. આ શહેરમાં ૫૬૧૬ પુરૂષ, ૫૯૫૧ સ્ત્રીઓની વસ્તી છે. તેમાં ૫૩૬૮ હિંદુ, ૪૦૨૪ મુંસમાન, ૧૯૩૦ જૈન, ૨૪૧ એનીમીસ્ટીક ( ધર્મ એટલે શું તે નહિ સમજનારા—ડુંગરી ભીલ, ગરાસીઆ જેવા ), ૮ પારસી અને ૬ ક્રિશ્ચિઅન છે.

**સમી** ( ૩૦૧૯ ):—એ સમી મહાલનો રાધનપુરથી ઉતરતો કસબો છે. તેની આસપાસ ફરતો ૨૦ થી ૨૫ ફુટ ઉંચો મજબુત કોટ છે, તેને દરવાજાની બાજુએ બુરજો છે. તેની આગળ બહાર કોટ છે. અને શહેરની એક બાજુ ઉંડા તળાવથી રક્ષિત થએલી છે. એ તળાવ ઉપર ઝુકી રહેલો એક મહેલ છે. પણ તે સારી હાલતમાં નથી. અહીં રૂ લોઢવાનાં ત્રણ જીનો, સુરોખાર બનાવવાનું કારખાનું, તાલુકા સ્કુલ અને બ્રાંચ પોષ્ટ ઑફિસ છે. અહીંનો બાગ સારી હાલતમાં છે. રાધનપુરથી અહીં સુધી સડક છે.

મુંજપુર ( ૧૨૯૫ ):—એ મહાલનો મુખ્ય કસબો છે. અહીં એક સારૂં તળાવ, રૂ પીલવાનું એક જીન, સ્કુલ, અને પોષ્ટ ઓફિસ છે. અહીંના વેપારીઓ પહેલાં ધોળેરા બંદર સાથે અને હાલમાં વીરમગામ અને માંડળ સાથે સારો વેપાર કરે છે.

લોલાડા ( ૧૨૦૭ ):—એ રાધનપુર સંસ્થાનમાં મોટું ગામ છે. અહીં બે રૂ પીલવાનાં જીનો, સ્કુલ અને પોષ્ટ ઓફિસ છે.

**પંચાસર** ( ૧૦૯૮ ):—એ પ્રાચીન ઐતિહાસિક સ્થળ છે.

ગુજરાતના ચાવડા રાજા જયશિખરનું ઇ. સ. ના સાતમા સૈકામાં રાજધાનીનું શહેર હતું. પાછળથી તેનો નાશ થયો. હાલમાં તે નાનું ગામડું છે. આજુબાજુ જુનાં શહેરનાં ખંડેરો માલમ પડે છે.

**વાઘેલ** ( ૭૦૨ ):–એ ઐતિહાસિક સ્થળ છે. અહીં આસો સુદી દશમે મેળો ભરાય છે. અહીં વાઘેલા રજપૂતોએ પત્થરથી બાંધેલું વિશાળ તળાવ છે.

---

## જાણવા લાયક યાત્રાનાં સ્થળો.

**લોટેશ્વર.** ( ૧૪૩ ):—મુંજપુરની પશ્ચિમમાં હારીજ સ્ટેશનથી ૧૨ મૈલ છેટે એ શિવનું મોટું ધામ છે. ત્યાં વરખડીઓ અને બીજાં કેટલાંક નાનાં ઝાડ આવેલાં છે. તેથી આ સ્થળ સુંદર લાગે છે. અહીં ફાગણ વદ ૧૧ થી વદ ૦)) સુધી મોટો મેળો ભરાય છે. આ મેળામાં હિંદુસ્તાનના ઘણા ભાગમાંથી લોકો આવે છે. અહીં એક મોટું તળાવ અને પાંચ કુંડ છે. એ કુંડ પાંડવોના વખતમાં બંધાયા હતા, એમ કહેવાય છે. જેને ભૂતના વળગાડનો વહેમ હોય છે તે ધણી ધણીઆણી સજોડે ત્રણ વર્ષના મેળે આવે છે. ભાદરવા વદ ૦)) પણ જુજ પ્રમાણમાં મેળો ભરાય છે.

ફાગણ માસના મેળામાં બૈરાંના વહેમ કઢાય છે. ભૂત, પ્રેત, શિકોતરૂ, ઝાંપડો, ચૂડેલ વગેરે જેનો વહેમ હોય છે તે આ સ્થળે કઢાય છે. લોકો અગિઆરસથી આવે છે. આખી રાત ભુવા જાગરીઆ રાગડા તાણી થાળી વગાડી ધુણાવે છે. આ સ્થળે લાગલાગટ ત્રણ વર્ષ આવેથી એ વહેમ ટળી જાય છે. પ્રથમ વર્ષે કોણે વહેમ

ધાર્યો, કયું નડતર છે તે ધ્યાનીને કહી આપે છે. બીજે વર્ષે ઉતાર માગે છે, તે લઇ ત્રીજે વર્ષે જવું પડે છે. ત્રીજે વર્ષે ધુણાવી ઉતાર મંગાવે છે; અને ઉતાર ધરાવી સંતોષ કરે છે. પછી કયા વેષે આ બહાર જાય છે. તે પૂછાવી બે મનુષ્યો લઇ જઈ કુંડમાં નવરાવે છે, પછી સ્ત્રીનો પતિ તેની લટ કાપી લઇ, કુંડમાં નાખી દે છે એટલે નડતરનો નિકાલ થાય છે. આ શિવનું સત્ય ઘણું છે એમ મનાય છે. પાંચે દિવસ દરરોજ ૨૦૦૦ માણસો આવે છે અને નડતર કાઢી તરત વિદાય થાય છે. સારા વર્ષે તળાવમાં પુષ્કળ પાણી હોય છે. પણ દુકાળના વર્ષમાં તળાવમાં સરકારથી પુષ્કળ વીરડા ખોદાવ્યા છે. કે જેથી યાત્રાળુઓને અડચણ પડે નહિ. આ મેળામાં ઘણાં મનુષ્યો ભેગાં થાય છે. જે ચીજ જોઇએ તે મેળામાં મળે છે. આસપાસનાં મોટાં ગામથી લોકો દુકાનો લઇ આવે છે. ફાગણ વદ ૦)) સાંજે ચાર વાગે શિવજીનો વરઘોડો નીકળે છે તે પછી માણસો વિખરાવા માંડે છે. આ શિવાલયનાં પૂજન બદલ સરકારથી વર્ષાશન મળે છે, તે શિવાલયનું પુજન મુંજપુરના શુકલ તરફથી એક સાધુ તે શિવાલયનું પુજન કરે છે.

સ્ત્રીઓમાં ઘણો ભાગ અજ્ઞાન હોવાથી ઘણા વ્હેમ પેસી જાય છે તે વહેમ ટળે નહિ, ત્યાં સુધી દુઃખી થાય છે. આ સ્થળે ત્રીજા વર્ષે વહેમ ટળી જાય છે.

કેટલાંક માણસોમાં પુષ્કળ વહેમ હોય છે. તેમણે કંબોઇ સ્ટેશનેથી ૧૦ મૈલ દુર વાઘેલ તળાવ છે, ત્યાં સ્નાન કરી, પછી લોટેશ્વર આવે છે એટલે તેઓ પુષ્કળ વહેમમાંથી મુક્ત થાય છે.

એ મહાદેવ વિષે જુદી જુદી દંતકથા છે કે– જે વખતે પાંડવો

છુપાવેશમાં રહેલા, તે વખતે દ્રૌપદીને શિવજીનાં દર્શન કર્યાં વિના જમવું નહિ, એવો નિત્ય નિયમ હતો. આ સ્થળે ફક્ત જંગલ હોવાથી આસપાસ બીજે ક્યાંય પણ શિવાલય નહોતું અને જો નિયમનો ભંગ થાય, તો દ્રૌપદીને ઉપવાસ કરવો પડે, માટે ભીમે એક કેરડાના છોડમાં લોટીથી ઊંધી વાળી એ શિવલિંગ છે એમ કહ્યું. તે સાચું માની પૂર્ણ શ્રદ્ધાથી યથાવિધિ પૂજન કરી ભોજન કર્યું. જમ્યા પછી ભીમે કહ્યું કે એ તો લોટી હતી, તમારા નિયમનો ભંગ થયો. તેની ખાતરી કરવા જતાં લોટીને બદલે શિવલિંગ થઇ ગયું.

બીજી દંતકથા છે કે **ગયાસુર** અને **લોટેશ્વર** એ બે દૈત્ય હતા. તેમાંનો એક ગયામાં મરાયો અને બીજો આ સ્થળે મરાયો હતો એમ કહેવાય છે.

ત્રીજી દંતકથા એ ચાલે છે કે-બે મિત્રો જતા હતા. તેમાંના એકને શિવ દર્શન કર્યા વિના જમવું નહિ, એવો નિયમ હતો તેથી તેના મિત્રે તેનાથી છાની માટીની લોટી એક સ્થળે ઊંધી વાળી તે શિવલિંગ છે એમ કહ્યું. આસપાસમાં બીજે ક્યાંય પણ શિવલિંગ નહોતું તેથી પેલાએ તે સાચું માની, ખરા પ્રેમથી તેનું પૂજન કરી ભોજન કર્યું. પાછળથી "એ તો લોટી છે અને મશ્કરી કરી હતી" એમ કહી ઉંધી વાળેલી લોટીને પગથી ઠોકર મારી, તો તે ઉખડી નહિ, પરંતુ તેમાંથી લોહીની શેઠ ઉડી, ત્યારથી તે સ્થાન લોટેશ્વર ઠર્યું અને માન્યતા અને નામના વધી.

**સંખેશ્વર** (૯૦૭):–એ રાધનપુર સંસ્થાનમાં જૈનનું મોટું ગામ છે. અહીં **સંખેશ્વર પાર્શ્વનાથ**નું દેવાલય છે, ચૈત્રી પુનેમે મોટો મેળો ભરાય છે. તેમાં બહુ છેટેથી યાત્રાળુઓ આવે છે. મેળા-

માં હજારો રૂપિઆનો માલ ખપે છે. કાર્તિકી પૂનેમે પણ જુજ પ્રમાણમાં મેળો ભરાય છે.

**મહાબલીપીરઃ**—એ જગો ગોતરકામાં આવેલી છે. ત્યાં જીલકાદ તા. ૧૬ મીએ મોટો ઓરસ ભરાય છે. એ મુસલમાની ધર્મની જગો છે તેથી રાધનપુર નવાબ સાહેબે તેના નિભાવ માટે જાગીર બક્ષેલી છે. આ જગો માટે નવાઈ જેવી દંતકથા ચાલે છે કે—એ પીરના રોજામાં મુકેલા લાકડાનાં ઝુંગીતરામાં એવાં બીજાં કેટલાંક ફોસીલો જોવા જેવાં છે.

**ગોતરકા** (૯૯૫):—અહીં મહાબલી પીરની જગા અને હિંદુ સાધુ—મહંતનું આસન છે. તેથી માગસરમાં મહંતનો મેળો ભરાય છે.

**વાછરડા સોલંકી**—આ જગા ભર રણમાં છે ત્યાં એક કયારો છે તેમાંથી ગમે તેટલું પાણી લેવા છતાં પણ ખૂટતું નથી. ઉનાળાના સખ્ત તાપમાં પણ તે સૂકાઇ કમી થતું નથી. અને આસપાસમાં ઘણે દુર અને બીજે કયાંક મીઠું પાણી મળતું નથી. અહીંના પાણીમાં એવો ગુણ કહેવાય છે કે જેને હડકાયું કુતરૂં કરડયું હોય તેને અહીં લાવે છે અને તેને અહીંનું પાણી પાય છે, તેથી કોઇ સાજા થાય છે અને હડકવાનો રોગ થતો નથી.

**મટકેશ્વર મહાદેવના કુંડ**—રાધનપુર સંસ્થાનના કારભારી હરિલાલ ઠાકોરની જાગીરના રાજપુર ગામની સીમમાં રૂપેણ નદી વહે છે તેની પાસે ત્રણ ઝરા છે અને એ કુદરતી રમણીય અને આનંદદાયક છે. તે **મટકેશ્વર મહાદેવના કુંડથી** ઓળખાય છે. એના પાણીનું જોર એવું છે કે એમાં નહાનાર કમાન ઉપર ઉભો હોય એવું તેને જણાય છે. તેના તળીઆને પહોંચી શકાતું નથી.

તેમાંનું પાણી રૂપેણમાં વહી જાય છે. **કેમ્પબેલ** સાહેબ આ ઝરો જોઇ બહુ ખુશી થયા હતા. મટકેશ્વર નામ કેમ પડયું તથા ઝરો શી રીતે ઉત્પન્ન થયો, તે સંબંધમાં પાંડવોના સંબંધની દંતકથા ચાલે છે.

**હેવ ઉર્ફે હીંમતપુર** (૪૪૨):—એ મુંજપરથી એક મૈલ છેટે છે. અહીં **હીમજા** માતાનો મેળો મહા સુદી પુનેમે ભરાય છે. તે વાયડા વાણીયાની કુળદેવી મનાય છે વાયડા વાણીયાની ઉત્પત્તિ પણ અહીંથી થયેલી મનાય છે. અહીં તળાવ છે.

